॥ ઓરૂમ્ ॥

સદ્‌ગત મ. નથુભાઇ નેણશી સ્મારક

ગ્રંથમાળા નં. ૩

# શ્રાદ્ધવ્યવસ્થા.

શ્રીમદ્‌યાનંદ ટ્રેક્ટ સોસાયટીએ તૈયાર કરાવેલ

હીંદી પરથી ગુજરાતી અનુવાદ કરનાર

પંડિત મયાશંકર શર્મા



પ્રકાશક—

કાલિદાસ કુબેરદાસ પટેલ.

પુસ્તકાધ્યક્ષ—મુ. પ્ર. આ. પ્ર સભા.

—ગીરગામ—મુંબઇ.

આવૃત્તિ ૧. ] સને ૧૯૨[illegible] [ પ્રત ૬૦૦૦.

મુદ્રક—પ્રભાશંકર [illegible]યશંકર પા[illegible]

ધી ‘હરે પાઠક પ્રીંટીગ પ્રેસ, [illegible] સરદાર રોડ મુંબઇ—૪

કીંમત ત્રણ આના.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ



# શ્રાદ્ધ-વ્યવસ્થા

---

यां मेधां देवगणा पितरश्चोपासते ।
तया मामद्य मेधयाग्ने मेधाविनं कुरु स्वाहा ॥

અર્થ —હે જ્ઞાનસ્વરૂપ અગ્ને ! પરમાત્મન્ ! જે ધારણાવતી ગંભીર બુદ્ધિને દેવગણ એટલે વિદ્વાન્ વિવેકી મહાત્માઓ ઉપાસે છે અને પ્રાચીન ઋષિ-મુનિઓ જે બુદ્ધિથી મેધાવી હતા, તે ધારણાવતી બુદ્ધિથી અમને બુદ્ધિમાન્ અર્થાત્ મેધાવી બનાવો.

ઓ ધર્મને અને અધર્મને સમજનારાઓ, સદાચારી, વેદ અને શાસ્ત્રને માનનારાઓ, ભદ્ર અને ભાવુક પુરુષો ! આપ જરા ધર્મને સ્થિર બુદ્ધિથી વિચારો. સાંસારિક ધમાલમાંથી જરા વાર છૂટા થઈ સત્યને અને અસત્યને સમજાવનાર બુદ્ધિને ગ્રહણ કરો અને એ બુદ્ધિરૂપી કસોટીથી તમારા ધાર્મિક નિત્ય અને નૈમિત્તિક કર્મની પરીક્ષા કરો. સૃષ્ટિના નિયમોથી અને વિશુદ્ધ બુદ્ધિથી મંગળમય પ્રભુના મહિમાને સમજો. સર્વશક્તિમાન્ પ્રભુએ તમને દુઃખથી દૂર રાખવાને કેવા કેવા ઉત્તમ નિયમો બનાવ્યા છે ! સંસારના દુઃખોથી બચવાને તમને કેવી કેવી શક્તિઓની બક્ષીસ કરી છે ! પરમાત્માના નિયમો ઉપર ધ્યાન આપો.

પ્રભુ જ્યારે જ્યારે જીવાત્માને પોતપોતાના કર્માનુસાર શરીર સાથે જોડે છે, ત્યારે ત્યારે અલ્પજ્ઞતા પણ સાથે જ જોડે છે, અને જે અલ્પજ્ઞતાને લીધે જ માતાપિતામા અનહદ આનંદ ઉત્પન્ન થાય છે, એ માતાપિતાના આનંદમાથી ઉદ્ભવતી સહાયતા બાળકને મળે છે. આ ઇશ્વરીય નિયમ લોકોમા બદલા તરીકે વપરાય છે. આપણે સારી રીતે જાણી શકીયે છીયે કે જમીનમા વાવેલુ બીજ નકામું ન જતા થોડા દિવસ પછી અનેકગણુ ફળ આપે છે ભૂમિ કે જે ચૈતન્યહીણુ ( જડ ) છે તે પણ બદલો આપે છે, બીજ વાવનારને જે કષ્ટ પડે છે તેના બદલામા બીજ એ કષ્ટ દુર કરવા અનેક ગણું ફળ વાવનારને બદલા તરીકે આપે છે. એજ પ્રમાણે ભૂમિ પોતાનુ પાણી સૂર્યના કિરણોને આપે છે અને સૂર્ય તેના બદલામા જળવૃષ્ટિ કરી ભૂમિની પુષ્ટિ કરે છે. માણસ કે જેઓ પશુઓને બહુ મહેનતથી પાળે છે, તે પશુઓ પણ પોતાના પાળકોને બદલો આપે છે. જે કુતરાને આપણે બે દિવસ રોટલાનું બટકું નાખીએ છીએ, તે કુતરો પણ બદલા તરીકે આપણા ઘરની ચોકી કરે છે. આ પ્રમાણે સંસારમા જડ અને ચેતન બન્ને વર્ગ બદલાના નિયમમા બંધાયલા છે

## અન્યોન્ય કર્મબન્ધન

વ્હાલા મિત્રો ! માતા અને પિતા બાળકને અસમર્થતામાંથી સમર્થતામા પહોચાડે છે અજ્ઞાનના ખાડામાથી ઉચકી જ્ઞાનના પરમ પવિત્ર શિખર ઉપર બેસાડી આપે છે માતાપિતા સ્વયં લાખો દુખો સહન કરી બાળકને સુખી કરે છે, ગરમીના દિવસોમા જ્યારે ઉકળાટને માર્યે બાળક તરફડીયા મારે છે ત્યારે કરૂણામૂર્તિ માતા હાથમા પંખો લઇ ધીમે ધીમે પવન નાંખી બાળકને સુવાડી દે છે, શરદીના દિવસોમાં બાળક જ્યારે મળમૂત્ર કરી પથારી ભીંજવી બગાડી નાખે છે ત્યારે બાળકને ત્યાંથી લઈ માતા સૂકામા સુવાડે છે અને પોતે ભીનામા સુએ છે અહો કેવો

નૈસર્ગિક પ્રેમ ! જરા સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર તો કરો. કેવા ઈશ્વ-રીય માયાનો અદ્દભુત ચમત્કાર છે !

પિતા કેટલુ કષ્ટ સહન કરી કમાય છે ? અને તે કમાણી બાળ-કને પાળવામા પોષવામા અને ભણાવવામા ખરચે છે પુત્રના વિવાહ આદિ સ સ્કારોમા પણ પુષ્કળ ધન ખરચી કેવો અકથ-નીય લહાવો માણે છે ! આ બધુ કરવા ઉપરાત જે કાઇ બચ્યુ હોય છે તેનો માલીક પોતાના પુત્રને બનાવે છે કેટલુ મોહવિડ બન છે ! વધારે શુ કહેવુ ? માબાપ આ પોતાના બાળકને માટે જ સ પૂર્ણ આયુષ લગાવી દે છે

બાળક જ્યારે જુવાન થાય ત્યારે શુ આ અગણનીય ઉપકારનો બદલો તેણે માતાપિતાને ન આપવો જોઇએ ? ભૂમિ આદિ કે જે જડ પદાર્થો છે તે જ્યારે બદલો આપ્યા વગર રહેતા નથી, ત્યારે મનુષ્ય કે જે ચેતન છે, સારાસારનો વિચાર કરી શકે છે તેણે શુ બદલો ન આપવો જોઇએ ? જ્યારે કુતરા આદિ હલકી જાતનાં પ્રાણીઓ પણ કૃતઘ્નતા વાપરતા નથી, તો શુ માણસોએ મહો-પકારી માતાપિતા તરફ કૃતઘ્નતા વાપરવી જોઇએ ? જે તમે પવિત્ર બુદ્ધિથી વિચાર કરી જોશો તો તમને પણ ખાત્રી થયા વિના નહીં રહે કે મનુષ્યોએ માતાપિતાનો બદલો અવશ્ય વાળવો જોઇએ.

જેમ માતપિતા પ્રીતિને વશ થઇ પુત્રને પાળી પોષી જ્ઞાની બનાવે છે, તેમ પુત્રે પણ અતિશય શ્રદ્ધાથી તેનો બદલો વાળવો જોઇએ ભારતવર્ષના મનુષ્યો અનાદિકાળથી વૈદિક ધર્મને માનતા આવ્યા છે કારણ કે એ ઇશ્વરીય પ્રેરણા છે, એજ વૈદિકધર્મમા પુત્રોએ માતાપિતાએ કરેલા પાલન પોષણ આદિનો બદલો આપવો તેનુ નામ પિતૃશ્રાદ્ધ છે એમ માનવામા આવે છે

ઓ ભારતવાસીઓ ! તમારા ઋષિમુનિઓ અનાદિ કાળથી

ઉક્ત પ્રકારનુ પિતૃશ્રાદ્ધ કરતા આવ્યા છે, પરંતુ આજકાલ શ્રાદ્ધ શબ્દના અર્થમા મતભેદ હોવાથી ક્રમ ફેરવાઇ ગયો છે હવે આ ન્હાનકડા પુસ્તકમા પુરાણુને માનનાર પૌરાણિક ભાઇઓનો અને આર્યસામાજિક ભાઇઓનો આ પિતૃશ્રાદ્ધ સબધમા કેવો વચાર છે તે જણાવીશુ

એક દિવસ એક પૌરાણિક ભાઇ કોઇ એક વેપારીની દુકાને બેઠો બેઠો સ્વામી શ્રી દયાનંદજીને સારા નરસા કહી વેપારીને સમજાવી રહ્યો હતો કે—"આર્યસમાજીઓ પિતરોનુ શ્રાદ્ધ કરતા નથી મોઢેથી કહે છે કે અમે વેદોને માનીએ છીએ, પણ વેદમાં વિધાન કરવામા આવેલા શ્રાદ્ધને તેઓ કદિપણુ કરતા નથી માટે એ બધા નાસ્તિક છે, એમને જોવાથી પણ પાપ લાગે છે" ઇત્યાદિ; એજ વખતે કોઇ એક આર્યસામાજિક મહાશય પણ ત્યા જઇ ચડયો એણે ઉપરની વાત સાભળીને કહ્યું કે—" અસત્ય શા માટે બોલો છો ! જો તમને તમારી વાતમા સત્યતાનો પૂર્ણ વિશ્વાસ હોય તો આવો, શાસ્ત્રના અર્થનો વિચાર કરી નિર્ણય કરીએ " પૌરાણિક મહાશયે તે વાત કબુલ કરી અને પછી બન્ને જણા નીચે પ્રમાણે શાસ્ત્રના અર્થનો વિચાર કરવા લાગ્યા

આર્ય—કહો બધુ ! પિતૃકર્મ નિત્ય છે કે નૈમિત્તિક ? ( હમેશા કરવુ કે અમુક જ દિવસે )

પૌરાણિક—એ કર્મ નિત્ય છે

આર્ય—તો બધાએ તે કર્મ કરવુ જ જોઇએ ?

પૌરાણિક—હા, દરરોજ કરવુ જોઈએ અને જો દરરોજ ન થઈ શકે તો પિતૃપક્ષના ૧૫ દિવસ ( એટલે ભાદરવાના કૃષ્ણપક્ષના પદર દિવસ ) અને માતાપિતાની મરણુ તિથિએ તો અવશ્ય કરવુ જોઇએ

આર્ય—જેના પિતર જીવતા હોય તે કયે દિવસે કરે ?

પૌરાણિક–એમને કરવાનો અધિકાર નથી, માટે એમણે ન કરવું

આર્ય–મનુષ્યે પાંચ યજ્ઞો નિત્ય કરવા એમ લખ્યું છે, તે શું દરરોજ ન કરવા ?

પૌરાણિક–એમાંથી ચાર તો કરે, પણ પિતૃયજ્ઞ તેમણે ન કરવો ને તેને પિતા આદિ કરી લેશે.

આર્ય–તો ચાર યજ્ઞો પણ પિતા આદિ કરી લે તો શું ખોટું ?

પૌરાણિક–બાકીના ચાર તો જરૂર કરવા જોઈએ

આર્ય–જ્યારે એક ભાગ છોડવાથી કશો દોષ નથી લાગતો, તો સર્વ છોડવાથી પણ દોષ ન લાગવો જોઈએ ?

પૌરાણિક–સંધ્યા આદિ કર્મ કરવું, બીજું બધું માતાપિતા કરી લેશે

આર્ય–શું પુત્રના કર્મનું ફળ પિતાને, અને પિતાના કર્મનું ફળ પુત્રને મળી શકે ખરૂ ?

પૌરાણિક–હા, ભાઈ ! ત્યારે તો સંસાર શ્રાદ્ધ કરે છે.

આર્ય–શું મૃત પિતા આદિનું શ્રાદ્ધ કરવું ? જીવતા પિ આદિનું ન કરવું ?

પૌરાણિક–હા, ભાઈ મૃત પિતૃઓનું જ શ્રાદ્ધ કરવું જોઈએ કારણ કે જીવતા માબાપ તો આપોઆપ રળીને ખાઈ શકે છે, પણ જ્યારે તેઓ પિતૃલોકમાં જાય છે, અને ત્યાં તેમને ભૂખ લાગે છે, ત્યારે પુત્રે અહીં શ્રાદ્ધ કરવું, જેથી ત્યાં પુત્રે આપેલું અન્ન એમને મળે માટે મૃત પિતૃઓને નિમિત્તે બ્રાહ્મણોને જમાડવા જોઈએ

આર્ય–પાપી અને ધર્માત્મા બધા પિતૃલોકમાંજ જાય

એ ન્યાય નથી પણ અન્યાય છે શું આપ આનો પણ ઉત્તર આપી શકો છો કે પિતૃઓ પિતૃલોકમા ક્યા સુધી રહે છે?

પૌરાણિક—એ સમયની ચોકસ ખબર નથી, પણ પંડિતો પાસેથી અમે સાભળીએ છીએ કે તેઓ ત્યા સેકડો વર્ષ સુધી રહે છે

આર્ય—જ્યારે તમને ખબર નથી તો વગર જાણ્યે શા માટે માસ મે કલ્પ્યા કરો છો?

પૌરાણિક—એમા કશી હાનિ નથી જ્યા સુધી પિતૃઓ પિતૃલોકમા રહેશે ત્યા સુધી મળ્યા કરશે અને પછી એ કર્મનુ ફળ અમને મળશે

આર્ય—મ્હું ! હવે આ બાબત તો સ્પષ્ટ કરો કે મરેલાનો જીવત સાથે શો સબધ છે? શુ જીવતાઓને અને મરેલાઓને પિતાપુત્રનો સબધ રહે છે?

પૌરાણિક—હા, સ સબધ બન્યો રહે છે

આર્ય—ત્યારે લોકો કહે છે કે "મર્યા પછી કશુ પહોચતુ નથી" "હાથે તે સાથે" "જેવુ જે વાવશે તેવુ તે લણશે." "મર્યા પછી કોઇ કોઇનુ સગુ નથી" એનો અર્થ શો?

પૌરાણિક—એ તો સસારનો વ્યવહાર છે

આર્ય—ભાઇ! પિતાપુત્રનો સબધ આત્મામા રહે છે કે શરીરમા? અથવા શરીરવિશિષ્ટ આત્મામા?

પૌરાણિક—શરીરવિશિષ્ટ આત્મામા

આર્ય—જો શરીરવિશિષ્ટ આત્મામા પિતાપુત્રનો સબધ રહે છે તો શરીર નાશ પામ્યા પછી કેવળ આત્મામા એ સબધ ન રહ્યો તો એ અપિતૃભૂત આત્માને ઉદ્દેશીને કરવામા આવતુ શ્રાદ્ધ પિતૃશ્રાદ્ધ કેમ કહી શકાય?

પૌરાણિક—શુ તમે એમ કહેવા માગો છો કે વેદોમા લખેલુ શ્રાદ્ધ ખોટુ છે?

આર્ય–શુ વેદોમા મરેલા માતાપિતાનુ શ્રાદ્ધ કરવું એમ લખ્યુ છે ?

પૌરાણિક–ત્યારે શુ જીવતાનુ પણ શ્રાદ્ધ થઇ શકે ખરૂ ?

આર્ય–શ્રાદ્ધ તો જીવતાનુજ થઇ શકે કારણુ કે જે જીવતા છે તે જ એક બીજાના સબધી છ

પૌરાણિક–એમા પ્રમાણુ શુ ?

આર્ય–એમા ઇશ્વરીય સૃષ્ટિના નિયમો પ્રમાણુ છે, અને તમે જે ત્રણુજ પેઢીનું શ્રાદ્ધ કરો છો તે પણુ જીવિત પિતૃ-ઓનાજ શ્રાદ્ધનુ સૂચન છે

પૌરાણિક–ઇશ્વરીય સૃષ્ટિનો નિયમ જીવિત પિતૃઓના શ્રાદ્ધમા કેવી રીતે પ્રમાણુ થઇ શકે છે ?

આર્ય–સાભળો બાળક જ્યારે અસમર્થ અને મૂઢ અવસ્થામા હતો ત્યારે માતાપિતાએ એને પાળી પોષી મોટો કર્યો અને કેળવણી આપી જ્ઞાની બનાવ્યો હવે જ્યારે માતાપિતા વૃદ્ધ અને અશક્ત થાય ત્યારે શ્રદ્ધા પૂર્વક એમનુ સેવન કરવુ એનુ નામ છે શ્રાદ્ધ.

પૌરાણિક–શુ માબાપની શ્રદ્ધાપૂર્વક સેવા કરવી એનું નામ શ્રાદ્ધ ' જીવતા માબાપોનુ' શ્રાદ્ધ કરવુ જોઇએ એમા પ્રમાણુ શુ ?

આર્ય–એક પ્રમાણુ તો સમજાવ્યુ, બીજુ તમે ત્રણુજ પેઢીનું શ્રાદ્ધ કરો છો તેજ તેમા પ્રમાણુ છે

પૌરાણિક–એનાથી શુ જીવિત પિતૃઓનુ શ્રાદ્ધ સિદ્ધ થાય છે ?

આર્ય–હા, બરાબર તે અમારા પક્ષનુ જ સમર્થન કરે છે

પૌરાણિક–કેવી રીતે તૃમારા પક્ષનુ એ સમર્થક છે તે જરા યુક્તિથી સમજાવો.

આર્ય–જુઓ વેદોમા મનુષ્યની ઉમર સો વરસની લખી છે, અને એ જ.મા ઓછા પચીશમે વરસે લગ્ન કરવાનુ લખ્યુ છે આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે ૨૬મે વરસે પુત્ર થાય, બાવનમે વરસે પૌત્ર થાય, અને ૭૮મે વરસે પ્રપૌત્ર થઇ શકે છે માટે એ પ્રપૌત્રે પિતાનુ, પિતામહનુ અને પ્રપિતામહનુ (કે જે જીવતા છે તેનુ ) શ્રદ્ધાપૂર્વક સેવન કરવુ એજ ત્રણ પેઢીનુ શ્રાદ્ધ છે, અને એમ માનવાથી પાચ મહાયજ્ઞોનુ નિત્ય અનુષ્ઠાન પણ સિદ્ધ થઇ શકે છે આથી વળી બીજી એ વાત સિદ્ધ થાય છે કે પાપી અને પુણ્યાત્મા સધાને પિતૃલોક રૂપ એકજ સ્થાનમા રાખવા એ જે ઇશ્વરીય ન્યાયમા મૃતક શ્રાદ્ધને લીધે દોષ પ્રતીત થાય છે તે પણ દુર થઇ જાય છે

પૌરાણિક–તમારી આ વાતથી અમારૂ ગરૂડપુરાણ ખોટુ ઠરે છે શુ મહર્ષિ વ્યાસજીએ રચેલુ ગરૂડપુરાણ કદિ પણ ખોટુ હોઈ શકે ?

આર્ય–તમારા ગરૂડપુરાણનું મિથ્યાત્વ તો તેમા લખેલી બાબતો ઉપરથીજ સિદ્ધ થાય છે વળી શ્રીકૃષ્ણજીએ ઉપદેશેલી ગીતા અને મહર્ષિ ગૌતમે બનાવેલા ન્યાયદર્શન જોવાથી પણ ગરૂડપુરાણ મિથ્યા ઠરે છે

પૌરાણિક–કેવી રીતે ?

આર્ય–સાભળો, તમારા ગરૂડપુરાણમા લખ્યુ છે કે, જ્યારે માણસ મરી જાય છે ત્યારે તેના આત્માને યમના દૂતો લેવા આવે છે. વળી આગળ ચાલતા લખ્યે છે કે જ્યારે યમદૂતો જીવાત્માને લઇ વૈતરણી નદીએ પહોચે છે, ત્યારે જેના પુત્રે ગાયનુ દાન કર્યું હશે તે જ વૈતરણી નદી તરી શકે છે, નહી તો નદીમા ડૂબી જાય છે

હવે ઉક્ત બાબતમા એ શકા છે કે, જેના પુત્રે ગોદાન નથી

કર્યુ ને જો વૈતરણીમા ડૂબી જાય તો યમદૂતોનો ફેરો નકામો થઇ જાય, માટે ગોદાન થયુ છે કે નહિ એનો નિશ્ચય કર્યાં વગર યમ પોતના દૂતોને શા માટે જીવને લેવા મોકલે છે ?
બીજી શકા એ છે કે વૈતરણીમા ડૂબીને મરી ગયેલો જીવ કયા લોકમા જાય છે ? કારણ કે જીવ તો નિત્ય છે તેણે તો મર્યાં પછી ક્યાય પણ જવુ જ જોઇએ

ત્રીજી શકા એ થાય છે કે જળ તો શરીરને ડુબાડી શકે છે. અને તે શરીર તો અહી જ બાળીને ભસ્મ કરી નાખ્યુ । તો હવે ડૂબવુ કોણે ? આત્મા કેવી રીતે પાણીમા ડૂબી શકે ? કારણ કે તેમા ડૂબવાના કારણો નથી પાણી આત્માને ભીંજવી પણ શકે નહિ એમ ગીતામા સ્પષ્ટ લખ્યુ છે

**न चैन क्लेदयन्त्यापो न शोषयति मारुत ।**

જો કોઇ પુરાણપક્ષપાતી કહે કે દશગાત્ર કરવાથી બીજુ શરીર બની જશે, તો પણ શકા એ છે કે દશ દિવસ સુધી જીવ કયા રહ્યો ? વનમા જે મરણ પામે છે, અને જો તેના દશગાત્ર ન થયા હોય, તથા બીજાના (આર્યસામાજી, પારસી, જૈન, મુસલમાન, યુરોપીયન આદિના ) દશગાત્ર થતા નથી તેઓનો જીવ મર્યાં પછી કયા રહે છે ? જો તમે કહો કે પ્રેત થાય છે તો પણ ભાઇઓ । તમે યાદ રાખો કે પ્રેત નામની કોઇ યોનિ નથી, અથવા એ નામની કોઇ પણ જાત નથી જુઓ, મહર્ષિ ગૌતમનુ સૂત્ર ન્યાયદર્શન ——

**पुनरुत्पत्ति॰ प्रेत्यभाव ।**

ફરીથી જન્મવુ તેનુ નામ પ્રેત્યભાવ એટલે પુનર્જન્મનું નામ જ પ્રેત્યભાવ છે વાત્સ્યાયન મુનિએ પણ આ બાબતનો ઘણી જ સારી રીતે એ સૂત્ર ઉપર ખુલાસો કર્યો છે. શ્રી કૃષ્ણ ભગવાન્ પણ ગીતાજીમા શુ લખે છે તે પણ જરા ધ્યાન દઇને સાભળો

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि
तथा शरीराणि विहाय जीर्णा—
न्यन्यानि संयाति नवानि देही ॥

માણુસ જુના કપડા જેવી રીતે ત્યજી દે છે અને નવા ધારણ કરે છે તેવીજ રીતે આત્મા જુના શરીર ત્યજી દઈ નવા ધારણ કરે છે, માટે ભાઈઓ ! જીવતા માતાપિતાનો સત્કાર કરો. ધર્મ સિવાય સર્વ પદાર્થો તમે તેમને આપી શકો છો, તેથી તેમનુ માન સાચવો યથાશક્તિ તેમની આજ્ઞાનુ પાલન કરો, કોઈ દિવસ પણ એમનો અનાદર ન કરો, એમાજ તન રૂં કલ્યાણ છે અને એજ મનુષ્યના જીવનનુ ઉત્તમ ફળ છે

इति ओरेम् शांतिः शांति शांति



# વેદપ્રચારનું ઉત્તમ સાધન

મુ. મ. આ. પ્ર સભાનુ સાપ્તાહિક મુખપત્ર.

# આર્ય—પ્રકાશ.

ઉપરોકત પત્ર હાલમા નિયમિત પ્રતિ રવિવારેજ ગ્રાહકોના હસ્તમા મળે છે લેખનશૈલીમા પણ સુધારો કરવામા આવેલ છે ગુરૂકુળના આચાર્યો તથા બ્રહ્મચારીઓ તેમજ પંડિતોના વિદ્વતાપૂર્ણ લેખો હંમહમેશ આવેછે . સ્થાનિક સમાજના ઉપદેશક તથા મુ પ્ર આ પ્ર સભાના ઉપદેશકના પણ હીંદી તથા ગુજરાતી લેખો પ્રતિ અંકમા આવે છે પ્રચારના આવા ઉત્તમ સાધનને નિભાવવા શુ આર્યો પોતે ગ્રાહક બની વાર્ષિક રૂપિઆ ચાર જેવી ન‹ રકમ પણ નહીં આપે ? આશા છે કે આર્યો બાબત પર આવશ્યકીય ધ્યાન આપી ઘટી ગએ ગ્રાહક સંખ્યા વધારવા અવશ્ય પ્રયત્નશીલ થઈ

નિવેદક

કાલિદાસ કુબેરદાસ પટેલ

વ્યવસ્થાપક આર્યપ્રકાશ.